# उपदेशसागर

રચનાર.


કવિ નરસિંહરામ જેઠાભાઈ.

સાઠોદરા નાગર

દેવળીયા—તાલુકે અમરેલી.

३९७५

# उपदेश सागर.


રચનાર.

કવિ નરસિંહરામ જેઠાભાઈ.

સાઠોદરા નાગર

દેવળીયા—તાલુકે અમરેલી


દોહરો.

સદુપદેશ કવિતા વિષે લખીયો આમેં લેશ;
હરિજન વાંચો હેતથી હાથે ગ્રહી હમેશ.


આવૃત્તિ ૧ લી



અમદાવાદ.

યુનિયન પ્રીંટીંગ પ્રેસમાં છાપ્યો.

સવત ૧૯૪૫. સન ૧૮૮૯.

# સર્ટીફિકેટ.

અમેરલીના જડજ સાહેબ રા. બા. લખેછે કે.

નરસિંહરામ કૃત કવિતા મેં વાંચી છે. તેમનો અભ્યાસ સારો લાગે છે. અને કવિતામાં સર્વતા ઝડઝમક સારી આવે છે. તેની સરલતા વખાણવા જેવી છે. તેમની પદ્ધતિ ગયા સૈકાના કવિયોની છે. અને તેમાંના કોઇ સારા નમુનાની તે બરોબરી કરી શકે તેમ છે. વર્તમાનકાળની સ્થિતિ રીતિને અનુસરશે તો તેઓ તેમાં બહુ સુધારો કરી શકશે. તેમનામાં કવિતા કરવાની સહજ શક્તિનો ઝળકાટ દીપી રહ્યો છે. હું તેમનો આ કામમાં જય અને ઉત્કર્ષ ચાહું છઉં. અને તેમનાં કાવ્યથી સારો સંતોષ પામ્યો છઉં.

અમરેલી–૧૧–૫–૮૯

હરિલાલ ધ્રુવ.



મેહેરબાન રા. બા. હરિલાલ હર્ષ-
દરાય ધ્રુવ. બી. એ. એલ. એલ. બી.
નિ. અમરેલી.

આપ ગુર્જરિ કવિતાના શોખીછો, આપે મારી કવિતા વાંચી મને સંતોષ બતાવી ઉત્સાહ આપ્યો છે એ આપના અધિક ઉ-પકારના કિંચિત્ બદલામાં આ લઘુ પુસ્તક આપને અર્પણ કરૂછું.

લી૦ આપનો આભારી,

નરસિંહરામ જેઠાભાઇ.

## પ્રસ્તાવના.



મેં પ્રથમ "નરસિંહરામ કૃત" એ નામની કવિતાની ચોપડી બે વરસ ઉપર પ્રગટ કરી હતી તે કેટલાક મારા મિત્રોને પસંદ પડી હતી; તેથી કવિતાનો અભ્યાસ ચાલુ રાખવાની ભળામણ મને કેટલા તરફથી થઇ હતી અમરેલીના જડજ સાહેબ મે. રા. બા. હરિલાલ હર્ષદરાય ધ્રુવ બી. એ. એલ. એબ. બી. જેઓ કવિતાના શોખી છે તેઓએ મારી કવિતા વાંચીને સારો અભિપ્રાય આપ્યો અને કવિતાનો અભ્યાસ ચાલુ રાખવાની ભળામણ કરી, તેથી આ "સદુપદેશ સાગર" તેનું ખરૂં નામ જો કહીએ તો "સદુપદેશ લહરી" છે તોપણ હસ્તપત્રમાં "સદુપદેશ સાગર" નામ પ્રગટ થઇ ગયું તેથી તે નામ રાખ્યું છે.

આમાં પરમેશ્વરને ભજવાના ઉપદેશના કુંડ-
ળીયા છે. તેમાં અંતર્લાપિકા જે કાવ્યકળાનું
અંગ ગણાય છે તેપણ છે તથા ગૂઢાર્થ અ-
થવા પ્રહેલિકા કહેવાય તેપણ એમાં છે.
પછી ચાબખા ગરબીઓ વિગરે પદો છે.
આ ચોપડી મારા દેશીભાઇઓને પસંદ
પડશે તો વળી બીજી ચોપડીઓ હું કવિ-
તામાં રચીને પ્રગટ કરીશ. મેં પીંગળ શાસ્ત્ર
તથા રસાલંકારના ગ્રંથોનો અભ્યાસ વધારે ક-
રેલો નથી તેથી મારી કવિતામાં ભૂલો હશે તે
સજ્જન લોકો સુધારી લેશે અને જો સુધાર-
વાની મને સૂચના કરશે તો હું તેમનો ઉપકાર
માનીશ અને સુધારવા યોગ્ય હશે તે બીજી
આવૃત્તિમાં સુધારીશ.

આ ચોપડી ઉતાવળથી છપાવી છે માટે
તેમાં પણ ભૂલ રહી હશે.



આ કવિતા વિષે મને નામાંકિત કવીશ્વર દલપતરામ ડાહયાભાઇ સી. આઇ. ઇ. એ કેટલીએક સૂચના કરી તેથી તેમનો ગુરૂભાવે ઉપકાર માનું છું.

અમદાવાદ
તારીખ ૨૧-મે.
સન ૧૮૮૯

લી○ નરસિંહરામ જેઠાભાઇ.





# ઉપદેશ સાગર.

## ગૂઢાર્થ દોહરા.

[૧] હિમ દુહિતા પતિ પુત્રનું, વાહન ભ્રખ રિપુસ્વાર;
ભજીલો તેને ભાવથી, પામો ભવજલ પાર. ૧
[૨] શૈલ સુતાપતિ પુત્ર જે, વિશ્વ વિષે વખણાય;
હૃદે ધરો શુભ રીતથી, સુખ ભોગવો સદાય. ૨
[૩] તમરિપુ સુત બાંધવ સખા, જગત વિદિત જેહોય;
ભજીએ તેને ભાવથી, જનમ મરણ ફરિ નોય.[૪] ૩
[૫] સારંગ ભ્રખ શત્રુપતિ, જગ પાલક કહેવાય;

---

૧ હીમ એટલે હીમાલય પર્વત, તેની દુહિતા તે પાર્વતી, તેના પતિ શંકર, તેના પુત્ર કાર્તીકસ્વામિ, તેનું વાહન મોર, તેનું ભક્ષણ સર્પ, તેનો રિપુ ગરૂડ, તેના સ્વાર વિષ્ણું.

૨ શૈલ–પર્વત. સુતા–પાર્વતી. પતિ–શંકર. પુત્ર–ગણપતિ.

૩ તમરિપુ–સૂર્ય. સુત–કર્ણ. બાંધવ–અર્જુન. સખા–કૃષ્ણ. ૪ નોય–નહોય.

૫ સારંગ–મોર. ભ્રખ–સર્પ. શત્રુ–ગરૂડ. પતિ–વિષ્ણુ.

******************************

ભજીએ તેને ભાવથી, જનમ મરણ દુ:ખ જાય. ૪

૬ મીન મિત્ર સુત પુત્રજે, વાહન તેનું જેહ;
તાસ ભક્ષ ભગિનિપતિ, તે શું સજીએ સ્નેહ. ૫

૭ રતિપતિ શત્રુ પુત્રનું, વાહન જે ધરનાર;
એ આવ્યા અત્રનિપરે, ભજીસો વારંવાર. ૬

૮ રવિ ઢાંકણુ રિપુનો રિપુ, તે જેનો શણગાર;
ભજીએ તેને ભાવથી, છે સૌ સુખ દેનાર. ૭

---

## કુંડળીયા અંતર્લાપિકા.

નરજો શ્રી હરિ નામને,
રટે આણિ હુલ્લાસ;
શીલવરતજો સાચવે,
રામ રહે નિત પાસ; રામ રહે નિત પાસ
મણીધર મણી ન ચૂકે;

---

૬ મીન—માંછલુ. મિત્ર—જળ. સુત—કમળ. પુત્ર—બ્રહ્મા. વાહન—હંસ. ભક્ષ—મોતી. ભગિનિ—લક્ષ્મી. પતિ—વિષ્ણુ.

૭ રતિપતિ—કામદેવ. શત્રુ—શંકર. પુત્ર—કાર્તીકસ્વામિ. વાહત—મોર. ધરનાર—વિષ્ણું.

૮ રવિઢાંકણુ—વાદળાં. રિપુ—પવન. રિપુ—નાગ. તે જેનો શણગાર—શંકર.

*********************************

તેમ ભકત ભગવાન.
ઘડી અળગો નવ મૂકે,
કહે કવિ નરસીરામ.
નામ કલ્પતરૂવરજો
ચિન્તામણિ છે સત્ય
નામ નારાયણ નરજો. ૧
નર ભજ તું હરિ નામને,
રહ્યા ન રહેશે કોય;
શીર છત્ર ધરી શોભતા,
રાવણ આદિક સોય; રાવણ આદિક સોય,
મરિજતાં વાર ન લાગી;
મૂરખ ગયા મશાણ,
વિભીષણ જોયું જાગી;
કહે કવિ નરસીરામ.
કામ, ક્રોધાદિક તું તજ
પ્રેમ ધરી તું પૂર્ણ
નામ હરિવરનું નર ભજ. ૨
નર ભજ નિશ્ચે નામને,
રહેજ પ્રગટ પ્રતાપ;
સિંહ જેમ મૃગને ગ્રહે,

*********************************

રામ હરે સંતાપ; રામ હરે સંતાપ,
મગ્ન નિશવાસર રાખે;
સ્વર્ગતણાં સુખ સર્વ.
ચિત્ત ધરીને તું ચાખે;
કહે કવિ નરસીરામ.
શુદ્ધ મનથી ભક્તિ સજ;
અજામેળ ઓદ્ધાર.
કર્યો તેને તું નરભજ. ૩
નર ભજતું નંદલાલને;
રજનિ દિન ધરિ ધ્યાન.
શીદ વિશ્વાસ ન રાખતો;
રામ દેજ અન્નપાન, રામ દેજ અન્નપાન
મધ્ય જગ જળ વરસાવે;
ન હતા જ્યારે દાંત.
માત તન પય ઉપજાવે;
કહે કવિ નરસીરામ.
રાખિ ખામિ છે નહિ રજ,
નિશ દિન લે ને નામ;
નંદનંદનને નર ભજે. ૪
૧ નદી પતિ સુતપીનાર પ્રભુ,
રતિ પતિ પિતુ પણ જેહ;

✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻

સિંધુ તનુજ ભક્ષક પતિ.
રાયબલિ ધર તેહ, રાયબલિ ધર તેહ;
મહીના જુગ જુગ વારા.
કરે ચોકિ ત્રણ દેવ;
ન ભૂલે કદિ એ ધારા;
કહે કવિ નરસીરામ.
ભક્ત વત્સલ એવા અતિ,
કરે ભકત સંભાળ,
નેહથી સદા નદી પતિ. ૫

[2] નગ પુત્રિ પતિ અરિ પિતા,
રવિ પુત્રિ પતિ લીન;
શીલ સંતોષ સહિત સદા,
રાખ જીવ નિશ દિન, રાખ જીવ નિશ દિન,
મહા જમડા જખ મારે,
માયાને વળિ કાળ.

---

૧ નદીપતિ—સમુદ્ર. સુલ—ઝેર. પીનાર પ્રભુ—શંકર. રતિ પતિ—પધુમન. પિતૂ=શ્રી કૃષ્ણ સિંધુતનુજ—મોતી. ભક્ષક હંસ. પતિ=બ્રહ્મા.

૨ નગપુત્રિ—પાર્વતી. પતિશંકર. અરિ—કામદેવપિતા. મન. રવિપુત્રિ=જમુના. પતિશ્રીકૃષ્ણ. તેમાં મનને લીન કર.

****************************

સંર્વે તે તુજથી હારે;
કહે કવિ નરસીરામ.
શાંતિ પામે તું સૂત્રિ,
ભજ જેને શિવ ભજે;
ભજે જેને નગ પુત્રિ. ૬
નવસેં નવાણું પુરિયાં,
રટતાં ગિરિધર રાજ;
શીલવતિને ચીર સામટાં,
રાખી દ્રઇને લાજ; રાખી દ્રઇને લાજ.
મરણથી ગજને તાર્યો;
જેમ કમળને ગૃહે.
ઠામ તે ગજને ધાર્યો;
ભાખે નરસીરામ.
ઇચ્છા હરિની એ જાણું;
ભરી સભામોઝાર.
પુર્યાં નવસેં નવાણું; ૭
[3] નળપતિ કુળ પુત્રિ પતિ,

---

૩. નળપતિ—રામ. કુળ—ભાનું. પુત્રિ—જમુના. પતિ—શ્રી કૃષ્ણ. શરાક્ષર=પાંચ અક્ષર. નંદ નંદન—કૃષ્ણ. કંસઅરિ—કૃષ્ણ. કૃષ્ણના હાથમાં જે પાંચ અક્ષરની વસ્તુ છે તેમાંથી

રહેજ તેને હાથ;
સિદ્ધ શરાક્ષર નામ છે,
રાખો એક શ્રી નાથ, રાખો એક શ્રી નાથ,
મનોહર મુક્તિ આપો;
વાસુદેવ વિશ્વેશ
નંદનંદન દુઃખ કાપો
નરસીરામના નાથ
કંસ અરિ પરમ પ્રબળ પતિ,
દીનને દર્શન દોજ
નેહ આણી હે નળપતિ. ૮

## બહિર્લાપિકા દોહરો.

શ્રી હરિને કર શું વસે, કિલ્લાનું શું નામ;
એ બે મળિને એક છે, કહો કવિ કિયું ગામ. ૯

ઉત્તર—ચક્રગઢ. ( એ નામનું ગામ કાઠિઆવાડમાં અમરેલી પાસે છે )

---

એક અક્ષર તમે રાખી બાકી ચાર અક્ષર મને આપો. એટલે તમારા હાથમાં સુદરશન છે તેમાંથી સુ તમે રાખો અને દરશન મને આપો.

## અંતર્લાપિકા દોહરો.

હસ્ત વિષે હર શું ગ્રહે, વિરંચિ વાહન કોણ;
ગાંધર્વો સહુ શું કરે, કોણ જુએછે જોણ. ૧૦

હરહસ્તમાં શું ગ્રહે?—પિ ना ક
વિરંચિ વાહન કોણ?—મ रा લ
ગાંધર્વો શું કરે? —ગા य ન
કોણ જોણ જુવે ?—ગ ण ક

---

## દ્વીઅર્થી દોહરો.

મૃત્યુ વીજપડી જે સમે, દમવા લાગે યાર;
નારાયણ નાવે કરી, ઉતરશે નિધિ પાર. ૧૧

**અર્થ**—મૃત્યુ રૂપી વીજળી જે વખતે આવીને પડી તે વખતે હે યાર ! તે દુઃખ દેવાની. માટે નારાયણ રૂપી નાવ નો આશ્રય લીધો હશે તે ભવસાગરને પાર ઉતરશે. આ દોહરામાં **વીજપડી** તથા **મવા** ગામનાં નામ આવે છે અને તે બંદરમાં નારાયણ શેઠનું વહાણ છે તેમાં બેશી પાર ઉતરાય છે એ બીજો ભાવ છે.

---

## કુંડળીયો.

નિષેધનો અક્ષર કહો કહો ઊંચ અવતાર,

************************************

**વાત કેવી વદીએ નહી ચિત્તમાં કરો વિચારં;**
**ચિત્તમાં કરો વિચાર જુવે શું જમણે હાથે,**
**કોણ કરે છે પ્રીત સદા શ્રી હરીને સાથે;**
**ઊત્તર નરસિહરામ કહે સમજો જન સાક્ષર,**
**જો સમજે ન જરૂર કહો મુખ નિષેધ અક્ષર. ૧૨**

એક પંડિતને પુછ્યું કે ના પાડવાનો અક્ષર કહો ત્યારે તેણે પાટીયા ઉપર **न** લખી દેખાડયો. વળી પુછ્યું કે ઊત્તમ અવતાર કોણ કહેવાય ત્યારે તેણે **न** લખ્યો હતો તેની જોડે **र** લખ્યો મતલબ કે નરનો અવતાર છેઃ વળી પુછ્યું કે કેવી વાત ન કરીએ ત્યારે બે અક્ષરની જોડે **सिं** લખી મતલબ કે નરશી વાત એટલે નહારી વાત કરીએ નહી વળી પુછ્યું કે જમણે હાથે શું જુવે છે ત્યારે તેણે ચોથો અક્ષર **रा** લખ્યો સિરા એવું નાડીનું નામ છે મતલબ કે નરની નાડી જમણે હાથે જોવાય ને સ્ત્રીની ડાબે હાથે નાડી જોવાય વળી પુછ્યું કે હમેશાં પરમેશ્વરમાં પ્રીતિ કોણ રાખે છે ત્યારે પાંચમો અક્ષર **म** લખ્યો મતલબ કે નરસિરામ કવિ. એ પાંચે પ્રશ્નના ઉત્તરમાં નરસીરામ એવા અક્ષર કહ્યા ને કહ્યું કે સાક્ષર એટલે ભણેલા લોકો સૌ સમજે ને જો જરૂર ન સમજાયતો નિષેધનો અક્ષર કહો મતલબ કે નાપાડો જે નથી સમજતા.

## કુંડળીયો.

[1] તેછે સાચું કલ્પતરૂ, ભાવિક જન તું ભાળ;
[2] થડ જેનાં તો બાર છે, [3] ત્રણસેં પાંત્રિશ ડાળ;
ત્રણસેં પાંત્રિશ ડાળ [4] પાંદડાં સહસ્ત્ર અઢારે,
પાંચ લાખછે પુષ્પ [5] વળી છોતેર હજારે;
કહે કવિ નરસીહરામ, તાપ ત્રય ટાળણ જેછે;
બીજાં સર્વે જૂઠ, કલ્પતરૂ સાચું તેછે. ૧

## કવિત.

### એકાને કોત્તર.

[1]નારાયણ ભ્રાત કોણ? [2] સુતરનું શું વણાય ?
[3] તનમાંછે તંતુ તે શું? [4] કોણ રઘુરાય છે ?
[5]અભિમન્યુને શું કહ્યું ? [6]આકાશમાં બારશું છે?
[7]ઉત્તમ છે અંગ કયું ? [8] જોગીઓ કયાં જાયછે;
[9]ગુરૂ પાસે જૈ શું કરૂ ?[10] શું કરૂ સખાઓ સાથે?
[11] ગામ ક્ષેત્ર હદ તે શું? [12] વ્યાજે શું ગણાયછે?
[13]કાવ્ય આ કરે છે કોણ? કહેછે નરસીરામ ?
ઊત્તર તરત તેર તેમાંથી જણાયછે.
અર્થ—"નરસીરામ"એ પાંચ અક્ષરમાંથી તેર પ્રશ્નો

---

૧ શ્રીમદભાગવત. ૨ સ્કંધ. ૩ અધ્યાય. ૪ શ્લોક.
૫ અક્ષર.

**************************

ના ઉત્તર સમજાય છે તેની વિગત જે ૧. નર. ૨. રેસી =દોરી. ૩. સીરા—નાડી. ૪. રામ. ૫. મરા—મતલબકે કોઠા યુદ્ધમાં જઈને મરા, ૬. રાશી, ૭. શીર. ૮- રન-જંગલમાં ૯. નમ—પગે લાગ. ૧૦ રમ— ખેલ. ૧૧ સીમ-સીમાડો. ૧૨ રામ—આના. ૧૩ નરસીરામ.

---

## મનને ઉપદેશ.

### પદ ૧ લું.

### રાગ ચાબખાનો.

મૂરખા મેલી દ્હને મોટાઇ, કાળ જાશે આંવરદા ખાઈ. ટેક.
મોટા મહિપતિ મરી ગયા, જેને ગઢ કોઠાને ખાઇ;
હુકમે હુજારો ઉઠતા, જેના ચાલતા રે સીપાઈ. મુ૦
છપર પલંગે પોઢતા, જેની રચના રૂડી નવાઈ;
તેતો સુતા સમશાનમાં, એને અંગે લાગી લાઇ. મુ૦
નાનાં મોટાં નજરે આગળ, ભાઇ અને વળિ બાઈ;
અર્કતુર જેમ ઉડી ગયાં, એમ જવું આપણે ભાઈ. મુ૦
અંતે તેડવા આવશે તને, જમ જોરાવર ધાઈ;
જમપુરીમાં જમ પૂછશે, શું લાવ્યો અહીં કમાઇ. મુ૦
ગજ આંખોમાં ઘાલશે, અને તન તળી જાશે ખાઈ;
નરસીંરામ કહે તું ઝૂરીશ, પાછળથી પસ્તાઇ. મુ૦

***************************

## પદ ૨ જું.

મુરખો કહેછે મારૂં મારૂંરે, જવુંછે સાંજ કે સવારૂં,ટેક.
ધામ ધરા તારાં ધર્યાં રહેશે, ભર્યા ખજાના વખારૂં;
દાટ્યું રહેશે ધન દરબારમાં, તેમાંનથી કાંઈ તારૂં. મુ.
સગુ સંબંધી સરવે મળીને, બેસશે ઘરમાં કે બારૂં;
જમ જોરાવર ઝાલશે ત્યારે, કોઈ નહી કરે વારૂં. મુ.
ઓસડ કરે નહી ઉગરે, ભલે પાય દવા દારૂ;
હરિનો હુકમતો નહિ ફરે, વડા મળે વૈદવારૂં. મુ.
માનધાતા જેવા મરી ગયા, જેને હતા હાકેમ હજારૂં;
રાવણ જેવાને રોળી નાખ્યા, ત્યારે કોણ ગજુંતારૂં.મુ.
અંત સમેતો અતિઘણું, તારા દેહમાં દુઃખ થનારૂં;
નરસીરામ કહે નિશ્ચે રાખો, નારાયણનામ પ્યારૂં. મુ.

## પદ ૩ જું

મુરખા મેલી દેને અભિમાન, સંસારછે આ સ્વપ્ન
સમાન-ટેક
ઊંચ ને નીચમાં અવતર્યો થશો ખર શુકર ને શ્વાન;
ધરઘર ફરતાં ગોથાં માર્યાં ત્યારે કયાં મળતું હતું માન. મુ.૧
મંદીરમેડી માલખજાના, રામા તારી રૂપવાન;
તેતો તજી તારે જવું એકલાં, સુવું જઈ સમશાન. મુ૦૨
હરિ હરિજન શું હેત નથી વહાલું લાગે વિષયનું જ્ઞાન;

***************************

ભાંડ ભવાઇઆનાં ભુંગળાં વાગે, ત્યાં લાગેલ તુજને તાન મુ૦૩

ભગવદગીતા ભાવે નહીં, વાણી લાગે વજ્ર સમાન
ચઉદ કરોડ જમશત્રુછે સામટા, ભાઇતું રાખને ભાન મુ૦૪
કહેનારા કહી કહીને થાક્યા, પણ તુજ બેહેરા કાન;
નરસીરામ કહે નહિમેલેભાઈ, ભજી લેને ભગવાન મુ૦૫

પદ ૪ થુ

માંધો મનુષ જનમ નહીં આવેરે, ભજીલે ભૂધરને ભાવે; ટેક

સદગુરૂજીને શરણે થા તુને ચાર ખાણથી છોડાવે;
ત્રિવિધિના તાપ ટાળી નાંખે વળી જમમારથી મુકાવે. માંધો૦ ૧

કીડા ટળીને ભમરી બને છે, ભમરી લઇને ભમાવે;
ચંદન પાસ જે તરૂ હોય તેને ચંદન તુલ્ય બનાવે. માંધો૦ ૨

હરિ ભજનમાં હેતજ રાખે, ગોવિંદના ગુણ ગાવે;
જન્મ મરણનું જોખમ મટાડે, પછે અભેપદ પાવે. માંધો૦ ૩

લોભ લાલચને લઘુતા છાંડે, કુડ કપટ ન કહાવે;
શીલ સંતોષને શાંતિ પમાડે, સુખમાં સદા વસાવે. માંધો૦ ૪

***************************************

એજનના પેરિઆ ઇકોતેર, સ્વર્ગ વિષે સિધાવે;
નરસીરામ કહે નાથ ભજીને, સઘળું કુળ શોભાવે.
માંધો૦ ૫

## પદ ૫ મું.

પ્રભુને ભજી લેને ભાઇ, આવી આપૂર્વ તણી કમાઇ; ટેક
ધાઇ ધુતી ધન ભેળું કર્યું, પછિ દાટયું પૃથ્વી માંઈ;
ઉઠીને ચાલવું પડે અચાનક, ભેળું ન આવે કાંઇ. પ્રભુ. ૧
લ્હાય લાગીને લહી ન શકોતો, રહેશો પછી પસ્તાઇ;
લેવાય તેટલું લઇ લેજો તમે, ધર્મનું નાણું ધાઈ. પ્રભુ. ૨
ધર્મને માર્ગે ઢુંકડો ન આવે, કરતો કુડ કમાઈ;
વાવ્યું હશે તેવું અન્ન લણાશે, ત્યાં નથી પોપાં બાઈ પ્ર. ૩
હરિજનનીતો હાંશી કરેને રાખે પાપ છુપાઈ;
જમ જોરાવર પકડી જાશે, લેશે લેખુ રાઈ રાઇ. પ્રભુ. ૪
સગાં સંબંધી સરવે મળીને, મેલશે મશાણ માંઇ;
નરસીરામ કહે નાથ ભજીને, દેને નગારે ધાઈ. પ્રભુ. ૫

## પદ ૬ ઠું.

જીવતો મનમાં ઘોડા ઘડે, માથે કાળ નોબત ગડગડે; ટેક
બાણ સાધીને બેઠો બાણાવળી, નિશ્ચે નિશાન પડે;
ઉડિ જશેને અળગું થાશે, પત્તો કયાંઇ નહિ જડે. જીવ.
કાપવા લાગે સર્પના કંડિઓ, ઊંદર ઉદ્યમ વડે;

********************************

જાણે ખાઇને ખુશી થઇશ, પણ સર્પને મોંઢે ચડે. જીવ. ૨
કાયા માયા કામ ન આવે, ભાલાવાળા જ્યારે ભડે;
નાળુ જંજાળુ ઝુઝવા લાગે, ગઢ કોઠાતો ખડે. જીવ. ૩
પુન્યને માર્ગે પાછો ફરેને, પાડોશીને પાપી નડે;
આજ કે કાલમાં ઉપાડી જાશે, પછી જમના જોડા જડે જી.૪
ચિત્તમાં ચેતી ચેતી ચાલો, દુઃખ આવી નવ અડે;
નરસીરામ કહે નાથ ભજીલો, મન રાખીને ધડે. જીવ. ૫

## પદ ૭ મુ.

હરિજન હરિ હૈયે ધારોરે, આતો આવ્યો ઉગરવાનો આ-૧
રો. ટેક.
રામનામ રૂપી નાવ બનાવો, ગુરૂ ગોતો હાંકનારો;
શીલ સંતોષનો શઢ ચઢાવો, ઉતરવા સિંધુ ખારો. હરિ. ૧
કામ ક્રોધને કાઢી મૂકોને મોહ મમતાને મારો;
અવિદ્યા ઇરિષા અળગી કરીને, સામળીયો સંભારો. હરિ. ૨
પરનિંદાને પરહરી કહિ, કુડ કપટ નહી ધારો;
અવગુણ ઊપર ગુણ કરો, નવ ધુવો ગારે ગારો. હરિ. ૩
માનને મોટાઇ મેલી કરીને, સંત સમાગમ ધારો;
મારૂને તારૂ કરતાં મરી ગયા, માથે ભરી પાપ ભારો. હ.૪
હુંપદ છે ત્યાં છે હરિ દૂરે, ચિત્તમાં એમ વિચારો;
નરસીરામ કહે નાથ ભજીને, પ્રભુને ધામ પધારો હરિ. ૫

## પદ ૮ મું.

જીવતો કાલે કરશું કરે, વાંસે કાળની ફોજો ફરે; ટેક.
કાંધ મારવાને ચોરને કાઢે, ખોઇમાં સુખડી ભરે;
આ સંસારનું સુખછે એવું, તે જોઈ કેમ મન ઠરે. જીવ. ૧
સ્વામિ મૂઓ સ્ત્રીને સત આવ્યું, શણગાર અંગે ધરે;
એ શણગારતો અંગપર એનાં, જેમ અંગારા ઝરે. જીવ. ૨
સાવજના પિંજરની આગળ, અજાને આણી ધરે;
તૃણજળ તેને કંઠે ન ઉતરે, દિલમાં એવું ડરે. જીવ. ૩
ભાગો ભાગો ભાઇ ભયં પામીને, જનમ્યો તે જન મરે;
ગુરૂ ગોવિંદને ગોતી કહાડો, એનાવડે ઉગરે. જીવ. ૪
હરિ ભજીને હુશિઆર રહેવું, વીઠ્ઠલ વરતો વરે;
નરસીરામ કહે નાથ ભજીને, કાળને શીર પગ ધરે. જીવ. ૫

## પદ ૯ મું.

ફેફી સૈયર જેનો કંધડો—એ રાગ.

અંતકાળે જવું એકલું રે, ભેળાં પુન્યને પાપ;
રાજા ધરમ લેખું માગશે, હાંરે તેને દેજે જવાબ. અંત ૧
બાળ ગયુંને જોબન જાયછેરે, વૃદ્ધનો શો વિશ્વાસ;
નાના મોટા નજરે દેખતાં, હાંરે થયા ઉજડ અવાસ. અં. ૨
દાંત ચાલ્યાને દાઢો ચાલશેરે, કાળા મટી ગયા કેશ;
જપ્તી બેઠી ઘણા જોરથી, હાંરે મુરખ માને ઉપદેશ. અં. ૩
જમ લઈ જાશે તુજનેરે, જેમ તેતરને બાજ;

************************************

નરસીરામ કહે નિશ્ચે કરી, હાંરે જીવ બગાડયું કાજ. અં ૪

## પદ ૧૦ મું.

કઠણ વેળા અંતકાળનીરે, જીવ જાવું જરૂર;
ઓસડ કરે નહી ઉગરે, હાંરે ચડયો જમને જે ઉર. કઠ. ૧
હેડીઓ બોલેને ઘણું હીબકેરે, પ્રાણી પડયો પસ્તાય;
જીભ ઝલાણી તુટે નાડીઓરે, હાંરે વેદના વેણો તે થાય.ક. ૨
ભોંય નાખ્યોને ભેળાં થયાંરે, સગાં કુંટુંબ પરિવાર;
વાળી વીંટી મંડયાં લૂટવા, હાંરે સ્વારથિયો સંસાર. ક. ૩
તુલશીને તલ ભેળાં કર્યાંરે, ગોપીચંદન ઘોળાય;
નરસીરામ કહે પાય જાહ્નવી, હાંરે જાણે જમ ઠગાય. ક ૪

## પદ ૧૧ મું.

જમપુરીએ જીવ જાયછેરે, માથે મુદગળનો માર;
જંજીરા બંધે બાંધીઓ, હાંરે પ્રાણી કરે પોકાર. જમ. ૧
કુટી પીટી કાઢયો બારણેરે, વાંસે લોકોનો નોર;
ઠીક બાંધી એની ઠાઠડી, હાંરે થયો શોર બકોર. જમ. ૨
સમશાનમાં સુવાડીયોરે, ભર્યો કાષ્ટનો ભાર;
અગ્નિ મૂકી અળગા રહ્યા, હાંરે અંગે ઝરે અંગાર. જમ.૩
ભાઇ ભગિનિ નારી દીકરારે, બેઠા વાંસેથી રોઈ;
નરસીરામ કહે નહી મળે, હાંરે ઠાલાં આંખું કયાં ખોઇ. જ

## પદ ૧૨ મું.

પાપી જીવને પીડા થાયછેરે, પ્રાણી કરેરે પોકાર;

****************************************

કોઇ મૂકાવે જમ મારથી, હાંરે ગુરૂ મળ્યા ગમાર. પાપી. ૧
જમદૂત કહે ન જાણુતોરે, સત શાસ્ત્રની રીત;
નીયમ ન પાળ્યા નાથના, હાંરે હવે થયો ફજીત. પાપી. ૨
કિંકરે કોટે ઝાલીયોરે, મારો મારો કહે મુખ;
પાડુ ગોઠણને ગદડા, હાંરે દિયે દુષ્ટને દુઃખ પાપી. ૩
આંખોમાં ગજ ઘાલિયારે, તનતળીને ખાય,
નરસીરામ કહે હરિ નભજયો, હાંરે ઘણુ દુઃખે ઘેરાય પાપી.૪

## પદ ૧૩ મું.

પાપીને નાખો કુંભીપાકમાંરે, જાઓ દિયોને દુઃખ;
રાજા ધરમ કહેધિક્કારછે, હાંરે જા હરિના વિમુખ. પાપી.૧
શેષસૂર્યને શારદારે ભયે કરે ભજન,
તેનાથી મોટો તું થયો, હાંરે તજ્યાં હરિનાં વચન. પાપી.૨
જાંબુદ્વીપ ભરતખંડમાં રે માંઘો મનુષ અવતાર;
તેને પામી હરિ ના ભજયા; હાંરે જા મૂઢ ધિક્કાર. પાપી.૩
અઠ્ઠાવીશ નરકના કુંડમાંરે, પ્રાણી પડયોરે પસ્તાય;
નરસીરામ કહે નિશ્ચે કરી, હાંરે હવે ચેતે શું થાય. પાપી૪

## પદ ૧૪ મું.

ચોરાશીમાં જીવ ચાલિયોરે, ઇંડ ધર્યો અવતાર;
મચ્છ કચ્છ નાગને માખિઓ, હાંરે તેમાં દુઃખને નપાર.
ચોરાશી. ૧

****************************************

ઉદ્ભિજમાં ઊંધે માથે ઝુલવું રે, ઝાડપાડ જાતિજાણ;
વાચા વિનાનું વરતવું, હાંરે કરે કુહાડા હાણ. ચોરાશી. ૨
સ્વેદજખાણે જીવ જાયછેરે, ચાંચડ માંકડના દેહ;
અલ્પ આયુષ્ય એ ભોગવે, હાંરે જન્મે મરેછે એહ. ચો. ૩
જરાયુ ખાણને જાણીએરે, ઊંટ ખરના અવતાર;
નરસીરામ કહે ચેતજો, હાંરે ભાર ભરે અપાર. ચોરાશી. ૪

## પદ ૧૫ મું.

માને ઉદર જ્યારે જાયછેરે, હેઠે જઠરાગ્નિ ઝાળ;
ઊંધે માથે ત્યહાં ઝુલવું હાંરે બહુ દુઃખ પામે બાળ. મા.૧
પાચ પરૂને રૂધીરમાંરે, રહેવું દિવસ ને રાત;
કરડે કીડા કાયા કોમળી, હાંરે કહું શી વિશેષ વાત. મા. ૨
પોકાર કરે બહુ પ્રાણિઓરે, ભુલ્યો ભુલ્યો ભગવાન;
ભકિત કરીશ ભલા ભાવશું,હાંરે તેના જમડા જમાન.મા.૩
ઘાણી ઘંટીમાં જેમ કાંકરીરે, પડે જતરડે તાર;
નરસીરામ કહે પીસે શેરડી, હાંરે એથી વસમો અવતાર.મા૪

## પદ ૧૬ મું.

પ્રભુ ભજીલેને પ્રાણીયારે, હવે આવ્યો છે પાર;
લક્ષ ચોરાશી ભોગવી, હાંરે જનમ મરણ અપાર. પ્રભુ. ૧
જમને જમાન આપીયારે, તેનો કરને તપાસ;
દિવસ ઉગ્યોને રાત આવશે,હાંરેથાશે આયુષ્યનો નાશ.પ્ર.૨

✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻

સ્નેહથી સદ્ગુરૂ શોધજોરે, મટે મોહ અને માન;
અળગો રહે જે અસત્યથી, હાંરે ધરજે હરિનું જ ધ્યાન. પ્ર ૩
સાચેજ પંથે સીધાવજેરે, સત શાસ્ત્રની રીત;
નરસીરામ કહે નિશ્ચે કરી, હાંરે થાય જગમાંહિ જીત. પ્ર. ૪

## પદ ૧૭ મું.

### ગરબી.

સખી પડવેના પડિયા પંથ નાથજી નાવ્યારે—એ રાગ.
ભાઇ ભાવે ભજો ભગવાન જન તન પામીરે,
રાખો કાંઈક સુધબુધ સાન ન થાઓ હરામીરે. ૧
કેને કયાંથી આવ્યો ને કયાં જઈશ કોણ કહાવ્યોરે;
ઊંચ નીચ ધર્યો અવતાર ભવ ફરી આવ્યોરે. ૨
આછે સ્વપના જેવો સંસાર જશે પડી પળમાંરે;
હરી ભજનમાં રહો હુશિઆર તરો ભવ જળમાંરે. ૩
મોટાં પૂર્વે કર્યાં હશે પૂન્ય તેની આ કમાઇરે;
મળ્યો દેવને દુર્લભ દેહ, ભરતખંડ માંહીરે. ૪
કરો સામળિયા સંગ સ્નેહ, એને આરાધોરે;
નરસીરામ કહે કરો કામ, સ્વારથ સાધોરે. ૫

## પદ ૧૮ મું.

આજ આલસને અજ્ઞાન, અળગાં કરવાંરે;
શીલ સંતોષનાં સુખદાઈ, ભૂષણ ધરવાંરે. ૧
લેજો લેજો લાખેણો લાભ, મોંઘો માલવાળીરે;

શું કરશે સંસારના લોક, ભલે દાઝે બાળીરે. ૨
ગજ જાતો જોઈ ગુણવાન, મરે શ્વાન ભશીરે;
બળવંત ન રાખે બીક, હૈયું રહે હુશીરે. ૩
એમ દાઝીને દુનિઆના લોક કહો શું કરશેરે;
ક્યમ મચ્છરને ભયે ભૂપ મેડી પરહરશેરે. ૪
હરિ ભજનમાં પાડે ભંગ, તેને તજીએરે;
નરસીરામ કહે દિન રાત ભુધરજીને ભજીએરે. ૫

## પદ ૧૯ મું.

લાખ વાત તણી એક વાત, સાંભળિયો સંભારોરે;
તન મન ધન પ્રાણ સમેત વાલમ પરવારોરે. ૧
જાણો મસ્તકથી મોંઘા માવ, જીવન પ્રાણપ્યારારે;
અહોનિશ ધરો ઉર માંહિ રહો નહી ન્યારારે. ૨
મર મેરૂ ચળે કદિ ભાણ આથમણો ઊગેરે,
તોયે પ્રભુપદથી છૂટી પ્રેમ બીજે ન પુગેરે. ૩
ભલે સિંધુ સુકાએ સાત દુનિઆં ડોલેરે;
તોય ભકતજનો તજી ટેક બીજું ન બોલેરે. ૪
જેવો રંગ ચઢયો હૃદેમાંય, તેવી ભાત પડશેરે;
નરસીરામ કહે ભજો નાથ વહારે તે ચડશેરે. ૫

## પદ ૨૦ મુ.

હરિ વચનમાં રહિ હુશિઆર કહે તેમ કરવુંરે;
નિશ્ચે જાવું છે નાથને ધામ, પાછું નથી ફરવુંરે; ૧

**************************

સતશાસ્ત્રમાં કહી રીત લેશ ન છોડારે;
દજો જીતનાં જંગી ઢોલ લાભ ન થોડારે. ૨
મરજીવા મેરામણ માંય મોંઘાં મોતી લાવેરે;
ખારે ઉભા જુએ બહુ લોક કોડી નવ પાવેરે. ૩
જેમ શૂરા ચઢે સંગ્રામ કાયર શું જાણેરે;
એમ ભજવા આપણે ભગવાન નહી મળે નાણેરે. ૪
પ્રસુતા જણેછે જ્યારે પુત્ર વેણો દુઃખ સહીરે;
નરસીરામ શોભે ઘર સુત્ર વંઝા પામે નહીરે. ૫

## પદ ૨૧ મું.

હરિ હુકમ માની સદા શેષ ધરા રહ્યા ધારીરે;
ઉગે વચનથી સૂર્યને સોમ હઠે નહિ હારીરે. ૧
જેના વચનથી સાગર સાત માઝા ન મેલેરે;
અગ્નિ મારૂત આગના માંય ખાંતથી ખેલેરે. ૨
દશે દિશ રહ્યા દિગપાળ ભૂનો ભાર ઝાલીરે;
ઇંદ્ર આજ્ઞાએ વરસાવે મેહ રાખે નહી ખાલીરે, ૩
એમ ઉત્પત્તિ સ્થીતિ સંહાર કાળ કરેછેરે,
અહોનિશ શ્રીહરીની એહ આજ્ઞા ધરેછેરે. ૪
જેની આજ્ઞાએ વાયુ વાય અચળ રહે મેરૂરે,
નરસીરામ કહે રટો નામ, તે હરિ કેરૂરે. ૫

## પદ ૨૨ મું.

રાખે પરણીને પતિ પાંચ કૃષ્ણ ન કોપેરે;

**********************************

પણ પરધરણી થકી ચિત્ત ચેતી ચાલો ચોંપેરે. ૧.
જોરાવર જુઓ રાવણ રાય સતિ સીતા લાવ્યોરે;
પછી મુરખ મુઓ ભૂડે હાલ ફેરો એવો ફાવ્યોરે. ૨
જુઓ કૈયાકીચકનું કામ મુઆ વણ મોતેરે;
ચીર દ્રૌપદીનાં તાણનાર મુઆ વંશ સોતેરે. ૩
વાલીએ કર્યો વચનનો લોપ અનુજ વધૂ વરિયોરે;
રામે રણમાં રોળ્યો એણીવાર મરણ વિના મરિયોરે. ૪
કર્યો ઇંદ્રે અહલ્યાનો સંગ પડયાં ભગ તનમાંરે;
નરસીરામ કહે તે માટ ડરો સહુ મનમાંરે. ૫.

## પદ ૨૩ મું.

તમે અધમ ઓદ્ધારણ નાથ ગિરિવર ધારીરે;
અવગુણ નવ આણો ઉર હું દાસી તમારીરે. ૧
દીનબંધુ દયા દરિઆવ ભૂધર ભક્તિ આપોરે;
તમે મહેર કરી મહારાજ મારૂ કષ્ટ કાપોરે. ૨
મારા હસ્ત જે હરિવર રાય સેવા સજે સુખેરે;
નેત્રે નીરખું નારાયણ રૂપ ભજું નામ મુખેરે. ૩
મારે કાને કથા કીરતન કૃષ્ણનાં કહાવેરે;
હૈયે રહેજો હરિ તણું ધ્યાન, તીરથ પદ ધાવેરે. ૪
આપી સંત સમાગમ નાથ, કરજો સમોતીરે;
નરસીરામ કહે ભજી નાથ હૈયે હામ પોતીરે. ૫

## પદ ૨૪ મું.

પ્રભુ પાવન છો સુખ ધામ કૃપાલુ કહાવોરે,
તમો દેવને દુર્લભ નાથ માથા સાટે માવોરે. ૧
જડયા જીવમાં જાદવરાય સદૈવ સંભારૂરે;
હું તો અંતર ધ્યાન અખંડ તમારૂ ધારૂરે. ૨
ત્રીકમ તમે તમારા જંન પૂરણ મને પ્યારારે;
જેને તમ ઉપર નહી પ્રીત ગણું તે નઠારારે. ૩
મને કીધી કૃતારથ કાન દયા દિલ આણીરે;
આપ્યો મોંઘો મનુષ્ય અવતાર પોતાની જાણીરે. ૪
આપ પાસે માગું અવિનાશ, અલબેલા આપોરે;
નરસીરામ કહે મુજ શીશ કર નિજ થાપોરે. ૫

## પદ ૨૫ મું.

શેઠ સગાળશા સાધુને સેવે—એરાગે.

ગર્ભમાં ગુણ તું ગોવીંદના ગાતો, પ્રાણીયા કરતો પોકાર;
બહાર આવ્યા પછીતો ભુલી ગયો, ફેટ નફ્ફટ ગમાર;
મોંઘું મનુષતન પામીરે, જાણ્યા નહિ અંતર જામી. ૧
આવ્યોતો ત્યારે શું લઈ આવ્યો તો, જઈશ પાછો ઠાલે હાથ
કમાણીતો તને કાંઈ ન લાધી કોડી ન આવી સાથ;
વેઠ તંતો વેઠુજ ઢળીરે, પછેતો વિખાણા પળી. ૨
હાકમ હાથીએ બેશીને જાતા, કરતા કરોડોનાં કામ;

*********************************

સરદાર આવીને કરતા સલામો, ઉજડ થયાં એનાં ઠામ;
નહીં અહીં થીર ઠરવાનું રે, મોડું વેલું સર્વે જવાનું. ૩
પાટુએ પૃથવી ધ્રુજાવતાને, સાગર કુદતા સાત;
રણ જીતનારને રણમાંહી રોળ્યા, કાળે કીધા ઉતપાત;
માનવીઓ મનમાં વિચારોરે, હાથે ચઢયો હીરો ન હારો. ૪
જોતાં જોતાં વહી જાયછે તે જુઓ વૃદ્ધ જોબનને બાળ;
નરસીરામ કહે નાથ ભજીલો પાણી પેહલી રચો પાળ;
સ્વપ્ના જેવો સંસાર ધારીરે, ચેતી લેજો સૌ નરનારી. ૫

## પદ ૨૬ મું.

ચોરાશી દેહ ધરી અહીં આવ્યો, લૈ ઊંટ ખર અવતાર;
ભાર ભરેને મહેર ન આણે માથે પડે બહુ માર,
ખોટ ઘણી તેંતો ખાધીરે, હવે લેને સ્વારથ સાધી. ૧
દિવસ ઉગ્યોને તે દિશા ભૂલીશ આગે અંધારી રાત;
ચોરનો મારગ તું છોડી દેજે ચડ સડકે સાક્ષાત;
સંગત રૂડી લેજે તું શોધીરે, તજી દેજે કામીને ક્રોધી. ૨
ડહાપણતો તારૂં ડોળાઇ જાશે, જમકરશે જ્યારે જોર;
સગાં સંબંધી સૌ લુટી લેશે, ચેત તું દેવના ચોર;
રહ્યા હતા જગમાં મહાલીરે, ઠાઠડીઓ ગઇઓની ઠાલી. ૩
લાહ્ય લાગ્યા પછી લપટ તેંતો, ખોદવા માંડયો કૂપ;
એ આગ કેવી રીતે ઓલાશે, થાશે બળી રાખ રૂપ;

✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲✲

મુરખ તેતો મુરખાઈ આણીરે, પછીથી તે શું કરે પાણી. ૪
લુંટનારે ધન લૂટી લીધું, પછી વળાવે શું થાય;
નરસીરામ કહે પ્રથમથી ચેતે તે સુખી થાય સદાય;
જીસે રામ નામ ન લીધુંરે, સદા કામ સંસારી કીધું. ૫

## પદ ૨૭ મું.

હરિ ભજનમાં હુશિયાર રહેવું, મસ્તકથી મોંઘા માવ
પ્રાણ જતાં પ્રભુને નવ છોડો રાખો ભલો દિલ ભાવ;
મહી જ્યમ શેષ ન મૂકેરે, ભલાજન ભકિત ન ચૂકે. ૧
પ્રહલ્લાદ ઉપર જો પિતો કોપ્યો મેલાવા રામનું નામ;
પર્વતને શિખરેથી પછાડયો, તોએ ન છોડયા શામ;
જોજો ભલા ભકિતની રીતોરે, લાગી જેને પૂરણ પ્રીતો. ૨
તાતને તેણે તજયો પ્રભુ સારૂ વિભીષણ તજયો ભ્રાત;
વિદુરે સગા સંબંધીને તજીયા, ભરતે તજી નિજ માત;
જુઓ ટેકવાળા તે કેવારે, તજી નહિ સ્વામિની સેવા. ૩
બલિરાજાને બારણે આવ્યા જાચવાને જગદીશ;
મહપતિ કહે માગો તે આપું શુકે ધુણાવીયું શીશ;
પૃથ્વી ત્રણ પગલાં આપીરે, ગુરૂજીનું વચન ઉથાપી. ૪
પૃથ્વી લઇને વળી પંડ લીધો, ચાંપ્યો પ્રભુએ પાતાળ;
નરસીરામ કહે નીરભે કીધો, પાસે રહ્યા ગોપાળ;
એક ક્ષણતો દુઃખ દીધુંરે, અંતે સુખ અત્યંત કીધું. પં

******************************

## પદ ૨૮ મું.

માથે મુરધ્વજને જો મૂકાવ્યું કરવત જગ કરતાર;
પુત્રને પ્રમેદ તાણવા લાગ્યાં હૈયે ન પામ્યાં હાર;
પુરણ પદ તે થકી પામ્યાંરે, સંસારનાં દુઃખડાં વામ્યાં. ૧
સત્ય સારૂતો વેચાવાને ચાલ્યો, હરખ આણી હરિચંદ;
નીચ તણે ઘેર નીર ભર્યાં ત્યારે રીઝીયા બાળમુકુંદ
સંકટ એવાં સરવે તો સહ્યાંરે; જીભે તે તો જાય નકહ્યાં. ૨
દધીચી આગળ દેવતા આવ્યા માગવા દેહીનું દાન;
ઈંદ્રે કાયા કુહાડાથી કાપી ગણ્યું ન દુઃખ ગુણવાન;
રહ્યા મુનિ ધીરજ ધારીરે બહુ તેહની બલિહારી. ૩
શીબીતણું માંસત્રાજવે તોળ્યું કર્ણે કર્યું કાયાદાન;
સગાળશા શેઠે ચેલૈયો ખાંડ્યો ત્યારે રીઝ્યાભગવાન;
એવા સતવાદી જે સાચારે કદી નવ જાણવા કાચા. ૪
કરવત કાશીએ જઈને મૂકાવે ગાળે હિમાલય દેહ;
નરસીરામ કહે મોક્ષ ન પામે, થાય રાજા કોઈ તેહ;
ભકિતથીજ ભવ દુઃખ વામેરે, અચળપદ તે જન પામે. ૫

## પદ ૨૯ મું.

દીનબાંધુ દયાના હે સિંધુ છો નિજ જન પ્રતિપાળ:
અધમ ઓદ્ધારણછો અવિનાશી ગુણવંતા ગોપાળ;
જય જયજગતના સ્વામિરે, અખિલનાછો અંતરજામી. ૧

***********************************

પુત્રને નામે પોકાર જો પાડયો અજામેળે એકવાર;
ભૂધરજી તમે ભકતની કીધી એ અવસરમાં વહાર;
દયાળુ દયાદિલ રાખીરે, સહુ એનાં શાસ્ત્રછે સાખી. ૨
રાજાએ કુંવર કઢા માંહિ નાખ્યો સુધનવા જેનું નામ;
તેલ તાતું તેતો શીતળ કીધું એવાછો સુંદર શામ;
ભકતજનના ભય હારીરે જાઉ તમ ઉપર વારી. ૩
અમરીશ સારૂ અવતાર લીધા પાંચળી ને પૂર્યાં ચીર;
ગ્રાહના મુખથકી ગજને છોડાવ્યો બળવંતા વીર;
ધન્ય ધર્મના ધરનારા રે, પ્રભુ મારા પ્રાણથી પ્યારા. ૪
મીરાંબાઈને મારવા સારૂ રાણાએ મોકલ્યું ઝેર;
નરસીંહરામ કહે તે મરે કેમ મોહનની જેને મેહેર;
સતી જાણીને સુખ આપ્યું રે મહા કષ્ટનું તેહનું કાપ્યું. ૫

## પદ ૩૦ મું.

નરસૈયાને તમે નાથજી આપ્યો હેતે હાથો હાથ હાર;
હુંડી શીકારી હે પ્રભુજી તમે, દ્વારામતી મોઝાર;
પુત્રિને મોસાળું પૂર્યું રે નહીં નાથ રાખ્યું અધુરૂં. ૧
દુઃખિયો જાણીને દિલ દયા આણી સુદામા ઉપર શ્યામ;
કંચનના મોહોલ કરીને થાપ્યા, હૈયાની પૂરી હામ;
કુબેરની તોલે તે કીધા રે, ડંકો જયકારમાં દીધા. ૨
બોડાણાનું તમે બીરદ રાખ્યું, ધરણીધર તજ્યું ધામ;

**************************************

દ્વારકાંથી દેવ ડાકોર આવ્યા, નવે ખંડે રાખ્યું નામ;
સવા વાલ સોને તોળાણા રે, ભક્ત વત્સલ કહેવાણા. ૩
કોલવા ઉપર કરૂણા કીધી, ટેકથી ત્રીકમરાય;
દેવલ ફેરવી દર્શન દીધું આશ્ચર્ય એ કહેવાય;
કર્યાં એવાં અદ્દભૂત કામો રે, કોઈ તેનો પાર ન પામ્યો. ૪
વિષ મટાડીને વિષયા કીધી ઉગારિયો ચંદ્રહાસ;
નરસીરામ કહે નાથજી જાણે હું છું તમારો દાસ;
પ્રભુ તમને પાય લાગું રે રાખો પાસ એટલું માગું. ૫

## પદ ૩૧ મું.

ભીષ્મ તણી તમે પાળી પતિજ્ઞા હાથ ધર્યાં હથિઆર;
જેમલ સારૂ તો જુદ્ધમાં જઈને વાલમ વાળી વહાર;
કૃપાથી એવાં કામ કીધાં રે, અભેદાન દાસને દીધાં. ૧
હોલોને હોલી બન્ને જીવાડયાં, મુવાં પારધી શીચાણ;
જયદેવની તમે નારી જીવાડી, એવા છો ચતુર સુજાણ;
ગુણાકર છો ગિરિધારી રે, કૃપાનાથ કલ્યાણકારી. ૨
પીપોજી ભક્ત પ્રસિદ્ધ થયા જે, લાવ્યા નિધિમાંથી છાપ;
દરિયા વિષે એણે દ્વારકા દીઠી, પ્રલય કર્યાં નિજ પાપ;
વાલમમાં વિશ્વાસ આણ્યો રે, એતો ઉતર્યો ચારે ખાણે;
પાંડવ પાંચેને પુરિયા જ્યારે લાખાગૃહ મોઝાર;
અજ્ઞાનીએ એને આગ લગાડી પાંડવે પાડયો પોકાર;

**********************************

ધરણીધર ત્યાં તમે ધાયા રે, સાજી રાખી ભક્તની કાયા. ૪
કાચબો કાચબી આંધણમાં ઓર્યો સમર્યા સુંદરશ્યામ;
નરસીરામ કહે મેહ વરસાવ્યા દીન દયાળું શ્રી રામ;
અગ્નિમાંથી એને ઉગાર્યા રે જ્યારે તેણે શ્યામ સંભાર્યા, ૫

## પદ ૩૨ મું.

નાભો ભક્ત અંતર તણી જાણે જોજો ભક્તિનો ભાવ;
વાણીએ જ્યારે વાલમને સંભાર્યો ડુબતું તાર્યું નાવ;
વારંવાર જાઉં વારી રે, નથી ક્યાંઈ ઉપમા તારી. ૧
નામા ભક્તનું છાપરૂ છાયું, ત્રિલોચનનું ભર્યું નીર;
માધવદાસને બનાત ઓઢાડી મધરાતે બળવીર;
કરૂણાનિધિ કામ કીધું રે ધ્રુવને અચળપદ દીધું. ૨
વેદ બ્રહ્માના વાળવા કાજે, મચ્છ લીધો અવતાર;
શંખાસુરને શોધીને માર્યો, વેદ વાળયા નિરધાર;
એવા પ્રભુને મન આપી રે; ભજે નહીં પૂરણ પાપી. ૩
અમર સહુને અમૃત પાવા મોહિનિ થયા મહારાજ;
અસુર સર્વને તો સુરાપાઈ, સુરનાં તો કર્યાં કાજ;
એવા પરમારથી પૂરા રે, નથી એતો અલ્પે અધુરા. ૪
દાંત ન હોતા ત્યારે દૂધ દીધું, માતાના થાન મોઝાર;
નરસીરામ કહે નહી કદિ ભૂલું, એ ગુણ અપરમપાર,
સદા શ્વાસોશ્વાસે સંભારૂ રે, હરિવર હૈયામાં ધારૂ. ૫

**********************************

## પદ ૩૩ મું.

માતું પાવાની પટરાણી ભવાનિ મા કાળકારે લોલ.

એ રાગ.

રહીને એક સમે કૈલાસ શિવે વિચારિયુંરે લોલ;
વૃજમાં પોતે વિશ્વાધાર કે નરતન ધારિયુંરે લોલ. ૧
ઉઠયા આસનથી તતકાળ કે પૂરણ પ્રેમથીરે લોલ;
લીધાં ડાકને ડમરૂ હાથકે વગાડે નેમથી લોલ. ૨
ઉઠયા આસનથી અબધૂત ધરી મન શ્યામમાંરે લોલ;
નેજાં નાખ્યાં નંદ દરબાર કે ગોકુલ ગામમાંરે લોલ. ૩
જાણ્યું જસોદાએ આજોગી આવ્યા માગવારે લોલ.
આવ્યાં ભિક્ષા દેવા કાજ કે પાયે લાગવારે લોલ. ૪
નથી ભીક્ષાનું મારે કામ આવ્યો બિજે કારણેરે લોલ;
લાડકવાયો જે છે લાલ કે માઈ લાવ બારણેરે લોલ, ૫
જસોદા બોલ્યાં જોડી હાથ ભોજન દઉં ભાવતાંરે લોલ;
મારો પુત્રછે નાનું બાળ રૂવે ઘણું લાવતાંરે લોલ. ૬
બાવો બોલ્યા તેણી વાર કે તજ્યું અન્નપાનનેરે લોલ.
કરીને કંદમૂળ આહાર ધર્યું ધ્યાનનેરે લોલ. ૭
નંદરાણીએ જાણી વાત કે ભુવન સિધાવિયાંરે લોલ;
કોડે કંચનનો ભરી થાળ કંદમુળ લાવિયાંરે લોલ. ૮
ભિક્ષા લો જોગી અબધુત કે ઝોળીમાં ધરોરે લોલ;

*******************************

આપીને શુભ આશીરવાદ કે પાછા પરવરોરે લોલ· ૯
જોગી કહેછે કંચન થાળ અમારે નજોઇએરે લોલ;
ઝોળીમાં છેનિધિને સિદ્ધિ કમી નથી કોઇએરે લોલ. ૧૦
જાગ્યો સમાધિથી જે કાળ આવ્યો આ દેશમાંરે લોલ;
સુતને દયા કરી દેખાડ કે બાળે વેશમાંરે લોલ. ૧૧
જસોદાજી કહે ગોકુલ માંહિ બિજા બહુ બાળછેરે લોલ;
મારા સુતને લાગે બીક કે કંઠે વ્યાળછેરે લોલ. ૧૨
ભયંકર ભાસેછે રૂંઢમાળ ભભુતિછે ધરીરે લોલ;
મૃગનું ચર્મ ત્રિશૂળ છે હાથ રહે બાળક ડરીરેલોલ. ૧૩
શિવ કહે તજું વ્યાળ તતકાળ કે બાળક કારણેરેલોલ;
પાડું જટા તજું ત્રિશૂળ બાળક લાવ બારણેરેલોલ. ૧૪
જોગીરાજ જટા નવ પાડ ન ત્યાગીશ વ્યાળનેરેલોલ;
બીજું જે જોઇએ તે માગ ન લાવું બાળનેરે લોલ. ૧૫
બાઈ એતોછે કાળના કાળ કે દેવના દેવછેરે લોલ;
નારદ સારદ ગુણગણ ગાય કે અકળ અભેવછેરે લોલ. ૧૬
વરશે સોળ સહુસ્ર શત એકને આઠ સુંદરીરે લોલ;
તે પ્રભુ તું મુજને દેખાડ કે જાઉં પાછો ફરીરે લોલ. ૧૭
એમ કહી જોગી અવધૂત કે લાગ્યા નાચવારે લોલ;
વાગ્યા ડમરૂને વળિ ડાક કે લાગ્યા રાચવારે લોલ. ૧૮
સળકયો પાતાળેથી શેષ કરણ ફુરમે ધર્યારે લોલ;

✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻

ડગવા લાગ્યાં મેરૂ શ્રૃંગ દિગ્ગજ દિલમાં ડર્યારે લોલ. ૧૯
જોવા નભમાં થંભ્યો ભાણુ આવ્યા દેવો ચઢીરે લોલ;
નાચે રંભા ગાંધર્વ ગાય કરે ફુલની ઝડીરે લોલ. ૨૦
મળિયાં ગોપીને ગોવાળ કે નંદના ચોકમાંરે લોલ;
ત્યાં બહુ મળિયાં નરનાર કે થોકે થોકમાંરે લોલ. ૨૧
કાને રઠ લીધી તેવાર કે જોવા કારણેરે લોલ;
તેડયા જસોદાએ તતકાળ કે લાવ્યાં બારણેરે લોલ. ૨૨
દરશન કરી દિગંબર દેવ દિલે રાજી થયારે લોલ,
મૂરતિ રાખીને મન માંય કે કૈલાસે ગયારે લોલ. ૨૩
રૂડો હરિહરનો મેળાપ શીખેને સાંભળેરે લોલ;
તેને કહેછે નરસીરામ પ્રભુ પોતે મળેરે લોલ. ૨૪

## પદ ૩૪ મું.

### રાગ ગરબી.

ડાલરિયોરે ડાલરિયો કંઇ ડાલરિયાની ડાંડી
નવગજ લાંબીરે રંગ ડાલરિયો—એરાગ.
હાંસીલોરે હાંસીલો મને મળ્યો મથુરાં વાટે
જમુના ઘાટેરે હરિ હાંસીલો. ટેક.
હાંસીલોરે હાંસીલોરે માથે માય પેચાળી
અમૃત ભાળીરે હરિહાંસીલો. ૧
હાંસીલોરે હાંસિલોરે ભાળ તીલક રૂપાળું

**************************************

નણુનિહાળુંરે. હરિ હોંસીલો. ૨
હોંસીલોરે હોસીલોરે આંખલડી અણિઆળી
ટશરૂ વાળીરે. હરિ હોંસીલો. ૩
હોંસીલોરે હોંસીલોરે અધર મોરલી ધારી
કામણગારીરે. હરિ હોંસીલો. ૪
હોંસીલોરે હોંસીલોરે મોતીડાંની માળા,
છે રૂપાળારે. હરિ હોંસીલો. ૫
હોંસીલોરે હોંસીલોરે નરસીંહરામના સ્વામિ
અંતરજામિરે. હરિ હોંસીલો. ૬

## પદ ૩૫ મું.

આવોજીરે આવોજીરે મોહન મારી મેડી
હું તો તારી હેડીરે. આજ આવોજી. ટેક.
આવોજી આવોજીરે જોઉ તમારી વાટ
ઢાળી ખાટરે. આજ આવોજી. ૧
આવોજીરે આવોજીરે માથે છોગાં મેલી
બળવંત બેલીરે. આજ આવોજી. ૨
આવોજી રે આવોજીરે શંકા કાંઇ ન આણો
મંદીર માણો રે આજ આવોજી. ૩
આવોજી રે આવોજી રે રાતે દિવડો રાખું
જુઠન ભાખુરે આજ આવોજી. ૪
આવોજી રે આવોજી રે આજનિ રજનિ રમીએ

************************************

ભેળાં જમીએ રે આજ આવોજી. ૫
આવોજી રે આવોજી રે નરસીરામના શ્યામ
પૂરો હામ રે આજ આવોજી. ૬

## પદ ૩૬ મું.

સાહેલી રે સાહેલી રે નંદ કુંવર શું નેહ
અદ્ભૂત એહ રે સુણ સાહેલી. ટેક
સાહેલી રે સાહેલી રે રજનિ રમવા આવે
મનમાં ભાવે રે સુણ સાહેલી; ૧
સાહેલી રે સાહેલી રે કાળજડું તો કોરે;
ચિતડું ચોરે રે સુણ સાહેલી. ૨
સાહેલી રે સાહેલી રે હરિ હૈયાનો છે હાર.
પ્રાણ આધાર રે સુણ સાહેલી. ૩
સાહેલી રે સાહેલી રે લાવનમાં લેવાણી
એની હું કહેવાણી રે સુણ સાહેલી. ૪
સાહેલી રે સાહેલી રે તાલાવેલી લાગી,
લોક લાજ ત્યાગી રે સુણ સાહેલી. ૫
સાહેલી રે સાહેલી રે નરસીરામના રામ
આવ્યા મારે ધામ રે સુણ સાહેલી. ૬

## પદ ૩૭ મું.

વારૂંજી રે વારૂંજી રે વહુવાર વાર

*************************************

કહું તુજ સારૂ રે વહુ વારૂણું. ટેક.
વારૂણુંરે વારૂણુંરે કંઇક તો ઢંગ રાખો
છેડો ન નાખો રે વહુ વારૂણું. ૧
વારૂણું રેવારૂ ણું રે કાનો કેમ આવે
સાને સમજાવે રે વહુ વારૂણું. ૨
વારૂણું રે વારૂણું રે દીઠું મારી જાતે,
નથી સુણ્યું વાતે રે વહુ વારૂણું. ૩
વારૂણું રે વારૂણું રે કાને સમશા કીધી
તમે હેલ લીધી રે, વહુ વારૂણું. ૪
વારૂણું રે વારૂણું રે સાસરીઆમાં રેહેવુ
નહિ ચાલે એવું રે વહુ વારૂણું. ૫
વારૂણું રે વારૂણું રે નરસીરામ કહે આજ;
રાખો લોક લાજ રે વહુ વારૂણું. ૬

## પદ ૩૮ મું.

સાસુજી રે સાસુજી રે એવું આળ ન નાખો
જૂઠ કેમ ભાખો રે સુણો સાસુજી. ટેક
સાસુજી રે સાસુજી રે જેનું મન હોય જેવું,
તે તો દેખે તેવું રે સુણો સાસુજી. ૧
સાસુજી રે સાસુજી રે કહો તેવા સમખાઉં;
સાચી થાઉં રે સુણો સાસુજી. ૨

******************************

સાસુજી રે સાસુજી રે પ્રીતિ પતિથી રાખી,
સૂર્યજ સાખી રે સુણો સાસુજી. ૬
સાસુજીરે સાસુજીરે પતિ છે એક આપ;
બિજાભાઇબાપ રે સુણો સાસુજી. ૪
સાસુજી રે સાસુજી રે નંદનો કુમાર;
વિશ્વઆધાર રે સુણો સાસુજી. ૫
સાસુજીરે સાસુજીરે નરસીરામ કહે આજ;
ભજુ મહારાજ રે સુણો સાસુજી. ૬

## પદ ૩૯મું.

પ્યારાજી રે પ્યારાજી રે પૂરણ રાખો પ્રીતિ
કહું મુજ વીતી રે પ્રભુ પ્યારાજી. ટેક.
પ્યારાજી રે પ્યારાજી રે સાસુડી સંતાપે;
મેણલાં આપે રે પ્રભુ પ્યારાજી. ૧
પ્યાજી રે પ્યારાજી રે નણંદ બોલડે બાળે,
તે હદ વાળે રે પ્રભુ પ્યારાજી. ૨
પ્યારાજી રે પ્યારાજી રે કહે કાન બોલાવે;
સાને સમજાવે રે પ્રભુ પ્યારાજી ૩
પ્યારાજી રે પ્યારાજી રે પ્રીતિ રાખો છાની,
હુંતો વહુ નાની રે પ્રભુ પ્યારાજી. ૪
પ્યારાજી રે પ્યારાજી રે કોઇ કહે છે વ્યભિચારી;

******************************

છો બ્રહ્મચારી રે પ્રભુ પ્યારાજી. ૫
પ્યારાજી રે પ્યાજી રે નરસીરામના સ્વામ;
રટું આઠે જામ રે પ્રભુ પ્યારાજી, ૬

## પદ ૪૦ મું.

રાગ ગરબી.

સૈયર શિદને વેળાવે મને સાસરેજો,

એ રાગ.

રીસ છોડો કુંવરી વૃષભાનની જો
માન રસિયા સંગે સુખમાનની જો. રીસ૦ ટેક.
શિવ બ્રહ્મા ઈંદ્ર સેવે જેના ચરણને જો,
શેષ સારદા ઇચ્છે છે જેના શરણને જો. રીસ૦ ૧
એવા કૃષ્ણ સાથે ન રીસ કીજીયે જો,
પ્યારા પિયુ સાથે પ્રેમરસ પીજીયે જો. રીસ૦ ૨
જેમ વિદ્યા ભણે કોઈક વિદ્યારથી જો,
માન ગુરૂ સાથે રાખે નહીં સ્વારથી જો, રીસ૦ ૩
ગાય દુઝણીની લાત ખાંતે ખમીયે જો,
તે ન ખમીયે તો દૂધ ક્યાંથી જમીયે જો. રીસ૦ ૪
અભિમાન તજી પ્રભુને પાયે નમો જો,
નરસીરામ તણા નાથને નિશ્ચે ગમો જો. રીસ૦ ૫

****************************************

## પદ ૪૧ મું.

દુતી પ્રીત રીત એને નથી આવડી જો,
એણે ચોરી નંદ ગોપ ઘેર ગાવડી જો. દુતી. ટેક,
વણવાંકે મને મેણુલાં મારિયાં જો,
વળી ચોરીનાં કલંક શીર ધારિયાં જો. દુતી૦ ૧
ગુણ જાણ્યા વિના રૂપને મોહી પડી જો,
કઠણ કરમ રેખ આજ આવીને નડી જો. દુતી૦ ૨
પાણી પીને ઘર પૂછીયું પછી થકી જો.
પસતાવું પડયું પછી થકી નકી જો, દુતી૦ ૩
કોણ જાણે એણે તે શાં કામણ કર્યાં જો,
મંત્ર જંત્ર સાધીને મનડાં હર્યાં જો. દુતી૦ ૪
દુતી ખોટા તોહોમતથી હૈયુ બળે જો,
નરસીરામ તણા નાથને કોણ કળે જો. દુતી૦ ૫

## પદ ૪૨ મું.

દુતી કહેછે તે દીન દયાળનેજો,
જેને નાથ બુઝાવો વિરહ ઝાળનેજો. દુતી. ટેક
સામ દામ ભેદથી મેં સમજાવિયાંજો,
એક બોલ ઉરમાંહિ નવ લાવિયાંજો. દુતી. ૧
અવગુણ આપનો ઉચર્યો એટલોજો.
ત્રિભુવનપતિ સાંભળીલો તેટલોજો. દુતી. ૨

ચોર્યું શું તમારૂ ચોરટી તમે કહીજો,
એવું આળ કોઇને ચઢાવિયે નહીંજો. દુતી. ૩
રાધા રીસ ચઢાવી પૃથ્વી પડીજો,
કહેછે કર્મની રેખ આવીને નડીજો. દુતી. ૪
આપ પાસે આવીશું હવે હારીનેજો,
નરસીરામ કહે જૈ મનાવો પ્યારીનેજો. દુતી. ૫

## પદ ૪૩ મું.

કહે કૃષ્ણ સુણ રાધે વાત કામનીજો,
મારે રટના લાગીછે તારા નામનીજો, કહે—ટેક.
પૂરણ પ્રેમ થકી બુદ્ધિશાળી બોલનીજો;
રાધે અંતરના પડદા તું ખોલનીજો. કહે. ૧
તુંથી વહાલું બીજુ મારે કોઈ નથીજો;
સાચા સોગન ખાઇને કહું છું કથીજો. કહે. ૨
તારો મારો તે એક જીવ જાણજેજો;
એમાં અંતર કદી નવ આણજેજો. કહે. ૩
તારે વિજોગે બળે મારી છાતડીજો,
ઉઠો ઉઠો રાધાજી કરીએ વાતડીજો. કહે. ૪
એમ કહીને બળવંતે બેઠી કરીજો,
નરસીરામ કહે ત્યારે રાધે ઉચ્ચરીજો. કહે. ૫

******************************

## પદ ૪૪ મું.

મોહન જાઓ માનીતી તણા મ્હોલમાંજો,
જાદૂગારા જૂઠું જૂઠું, બોલમાંજો. મોહન. ટેક.
મૂખે મીઠું ને પેટમાં પાળી ફરેજો,
એનો વિશ્વાસ કોણ કદીએ કરેજો. મોહન. ૧
મેં તો આગળથી આવડું ન જાણિયુંજો,
ઉજળું એટલું દૂધ પરમાણિયુંજો. મોહન. ૨
મોટા થઇને મહેર કાંઈક રાખીએજો,
કુડ કલંક કોઇને ન નાખીએજો. મોહન. ૩
અમે શું ચોર્યું કહો સમ ખાઇનેજો;
હું તો ઉચ્ચરૂછું ઉર અકળાઈનેજો. મોહન. ૪
સાચું હોય તે અમારે શીર થાપીએજો,
નરસીરામ રહે કષ્ટ સરવ કાપીએજો. મોહન. ૫

## પદ ૪૫ મું.

સુણ સાબીતી કરી હું આપું સુંદરીજો;
ખરેખરૂ કહું ખોટું ન કહું જરીજો. સુણ. ટેક
ગતિ તેં તો ચોરીછે ગજ હંસનીજો;
વાણી ચોરીછે કોકિલના વંશનીજો. સુણ. ૧
કટિ કેશરીની કેમ ચોરી લાવિયાંજો;

**************************************

નાસા પોપટની ચોરી કેમ ફાવિયાંજો. સુણ. ૨
નેણ હરણી તણાં તે ચોર્યાં છે ખરાંજો,
એવાં શુભ અંગ ચોરી ચોરીને ધર્યાંજો. સુણ. ૩
શોભા વેણીમાં વાસુકીની ચોરી ખરીજો;
ભમર ચોરી પાંખ ભમરા તણી ધરીજો. સુણ. ૪
નરસીરામના સ્વામી કહે શું કહું ઘણુંજો.
રાધે ચોરીયું છે ચિત્ત તેં અમો તણુંજો. સુણ. ૫

## પદ ૪૯ મુ.

રાધા હેતે હશીને હરીને મળ્યાંજો,
જેમ દૂધને સાકર એ ભેળાં ભળ્યાંજો. રાધા. ટેક
પ્યારા આવો પ્રપંચ નવ કીજીયેજો;
વિના સમજે ન અવગુણ લીજીયેજો. રાધા. ૧
વહાલા તમને દીઠે હું થાઉ દેખતીજો,
ચૌદલોકમાં બીજાને નથી લેખતીજો. રાધા. ૨
ત્યારે વહાલોજી બોલ્યા એક વાતડીજો,
રાધે તમને જોઈ ઠરે છે છાતડીજો. રાધા. ૩
પ્રાણપ્યારા પ્રેમ ઉપજ્યો છે સુજનેજો,
નવ જોબન આ અર્પું તન તુજનેજો. રાધા. ૪
એવા બોલ સુણી સ્નેહ થયો નાથનેજો,
નરસીરામ કહે હેતે ઝાલ્યો હાથનેજો. રાધા. ૫

***********************************

# પદ ૪૭ મું.

## શેઠ સગાળશા સાધુને સેવે—એ રાગ.

હોલોને હોલી બે વૃક્ષપર બેઠાં પારધીએ સાધ્યું બાણ,
કષ્ટ ધરી હોલી કંથને કહેછે પિયુજી જશે હવે પ્રાણ;
કહો કંથજી કેમ કરીએરે આંહી થકી કેમ ઉગરીએ. ૧
આકાશ મારગે ઉડવા જઇએ ઊંચો ચઢયોછે શીચાણ,
પૃથ્વી ઉપર આ પાપીએ આવીને વ્યાધે સાધ્યું બાણ;
નક્કી હવે પડશે મરવુંરે સુઝે નહીં કેમ ઉગરવું. ૨
કંથ કહે કૃષ્ણ કૃષ્ણ કહે જે નથી અવરનો આધાર,
આરે સંકટ થકી આવી છોડાવશે વીઠ્ઠલ કરશે વહાર;
માટે ઘનશ્યામ સંભારોરે ઉગરવાનો આવેજ આરો. ૩
હોલી કહેછે હમણાં છૂટશે ત્રણ ધારો તેનાં તીર,
કૃષ્ણજીતો કહો કયાં થકીઆવશે વેગે વીંધાશે શરીર;
આવે કયાં થકી અલબેલોરે, આશા હવે જીવ્યાની મેલો.૪
કંથ કહેછે સાંભળ કામની ભયથી એવું નવ ભાખ,
કષ્ટ કૃપાનાથ આવીને કાપશે વહાલાનો વિશ્વાસ રાખ;
નથી કાંઈ નગણા એ નાથરે, હરિવર આડો દેશે હાથ. ૫
નારી કહે હજી નાથ ન આવ્યા તોએછે તમને પ્રતીત,
મુઆ પછી આવી માવજી મળશે, હરિવર કરશે હીત;
ભલા તમે ભોળપ આણીરે, ન આવિયા સારંગપાણી. ૬

વિશ્વાસ વોણી વિનતા જાતિ, અવગુણ જેમાં અપાર;
કોટિ પારધી જો પાસલા બાંધે તોએ ન મરિયે નાર;
પન્નગ પૃથ્વી ન ધારેરે, તોએ નાથ નિશ્ચે ઉગારે. ૭
હોલો કહેછે હે હરિ આવો, અરજ કરૂ આવાર;
અધમ ઓદ્ધારણ આજ ઉગારજો કંપેછે મારી નાર,
ધીરજ હું તો શી રીતે ધારૂરે સામળીયા તમને સંભારૂ. ૮
ગ્રાહના મુખથી ગજને છોડાવ્યો પાંચાળીને પૂર્યાં ચીર,
એવી રીતે પ્રભુ આ સમે આવો બળવંતા બળવીર;
પોકાર આ છેલ્લો હું પાડુંરે, પ્રભુ પદ મન પોહોચાડું. ૯
અંતરજામીએ અરજ સુણીને દયા આણી દીનનાથ;
વ્યાધને કાળો વ્યાળ ડસાવ્યો, પાપી પડયો ઊંધે માથ;
ગયો છૂટી ત્યાં થકી તીરરે, શીચાણાનું વીંધ્યું શરીર. ૧૦
શીચાણોને પારધી બેઉ પડિયા એક પલકની માંય,
નરસીરામ કહે નાથ ભજે તે એમ સુખી સદા થાય;
હોલો હોલી હરિએ ઊગાર્યાંરે, સમરતાંજ કારજ સાર્યાં.૧૧



## છત્રપ્રબંધ.

### દોહરો.

નડવા જમ જગમાં ફરે, મહા ભયંકર માન;
તે નાવે તારી કને, ભજ ભાવે ભગવાન.




સમાપ્ત.

## સવૈયો.

દુખવે દિલ કંથ તણું અતિશે,
કટુવેણ મુખે વરશી વરશી;
લડતાં કદિ તૃપ્ત ન થાયજ તેહ,
દિસે લડવા તરશી તરશી;
જુગતી કરીને જર કંથ તણું,
હરિલે સઘળું હરખી હરખી.
તરૂણી જગમાં નહિ તે વખણાય;
કહે નરસી નરશી નરશી. ૧

# અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનારનાં

# મુબારક નામની યાદી.

## પીઠવડી.

૧૦ રા. રા. નથુ હરજીવંન—

૧ રા. મોનજી ત્રીકમજી—

૧ રા. હીમતલાલ ઝીણા—

૧ રા. હરિલાલ પુરૂષોત્તમ—

૧ રા. પુરૂષોત્તમ હરિ—

૧ રા. ત્રિભોવન વાસણજી—

૧ રા. જેશંકર નરભેરામ—૧ રા. કુંભાર પ્રેમજી કાનજી.

૧ રા. કુંભાર હમીર નારાયણ—૧ મોચી. વાલજી માવજી.

૧ રા. વૈદ. રણછોડ જસરાજ—૧ રા. ઠકર જુઠા ગીગા.

૧ રા. મહેતાજી ફૂલશંકર કાળીદાસ—૧ રા. ગોવિંદજી લવજી

૧ મોચી કાનજી લાધા—૧ રા. જટાશંકર જગજીવંન.

## રામપરા.

૧ રા. નથુ દામજી વિપ્ર—

## જામનગર.

૧ શેઠ. હાજી અબદરમાન હાજી અઇઉબ.

## સુરત માંડવી.

૧ રા. દાકતર શાપુરજી કુવરજી શેઠ—

## અકાળા

૧ રા. મોહનલાલ હરિભાઇ—

*************************

## ઉમરાવતી.

૧. ગોપાળ કૃષ્ણ ધીચડ—

## ધોળેરા.

૧. રામજી વશરામ કવિ.—૧. પંચોળી ગોવિંદજી દેવકૃષ્ણ

## ચક્કગઢ.

૧ રા. જોશી શંભુ નાથજી—૧ રા. જોશી ભીમજી મયાશંકર
૧ રા. જોશી કાશીરામ દયારામ—૧ રા. ગોવરધન પુરૂષોત્તમ
૨ રા. પટેલ હરદાસ રાજા—૧ રા. પટેલ. રયા નથુ.
૧ રા. પટેલ વેલજી રામજી—૧. સોની ઓધડ જેઠા

## પીપરલગ

૧. વાળા કાથડ હાદા શ્રી દરબાર.

## વાંછાવડ દેવળીયા.

રા. રા. મેહેતાજી દયારામ ભવાનીશંકર—
૧ રા. જેચંદ અમુલક—૧ સોની પૂજા માલા—

## અમરેલી.

૫ રા. ઠકર વશરામ લક્ષ્મીદાસ—૫ રા. વ્યાસ રામજી ભગવાન બુકસેલર—૧ રા. હેમરાજ ગોપાળ—૧ રા. હેમરાજ હીરજી ફો. મુ. ૧ રા. રા. લક્ષ્મીલાલ ઉમેદવાર—

## મોટી ધારી.

૧ રા. મેહેતાજી નાનાલાલ–ત્રકતલાવ. ૧ રા. મેહેતાજી બેચર ચરખા ૧ રા. મેહેતાજી ઉમિયાશંકર વીરજી–૧ રા.

*****************************

હરિભાઈ સવજી આસી૦—૧ રા. રા. વાળા વીરૂભાજ ચરખા ભાગદાર—૧ રા. મહમંદ પૂંજા પોલીસ પટેલ—૧ રા પ્રભાશંકર અવલરામ કામદાર—૧ શા. જેચંદ દામજી—૧ રા. રામજી વેલજી **ગરમલી**ના પોલીસ પટેલ.

## ભાડર ધારી.

૧ રા. દોશી મોતીચંદ કાળા—૧ રા. મેહેતા. પિતાંબર રામજી

## ચાડીયા.

૧ રા. જીવનલાલ લીલાધર તળાટી—૧ રા. ધરમશી નાનજી—૧ પટેલ મૂલજી પાંચા—૧ રા. રામ નથુ—૧ રા. પટેલ નારાયણ ઝીણા—૧ રા. માળિલા પટેલ બેચર ઝીણા.

## લાખાળીયા.

૧ રા. રામજી ઝીણા,

## સોનારીયા.

૧ રા. રામનારાયણ પટેલ—૧ રા. પટેલ કશન રત્ના.

## સાજીયાવદર

૧ રા. વાલજી નથુ—૧ રા. લક્ષ્મીશંકર શિવશંકર.

૧ પટેલ પરબત ખીમા.

## ગારીયાધાર

૧ રા. રઘનાથ શ્યામજી—

## દેવળીયા.

૧ રા. હીરજી દેવજી—૧ રા. જીવનલાલ સુંદરજી—૧ રા. ઠકર નરસી હસરાજી—૧ રા. મેહેતા વીરજી આણંદજી—૧ રા. મેહેતા રણછોડ ગોપાળજી—૧ રા. સોની લખા હાદા—૧ રા. મેહેતાજી કાળીદાસ મયારામ—૧ રા. મેહેતા પિતાંબર મોનજી

✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻✻

૧ રા. મેહેતા અમૃતલાલ દયારામ—૧ રા. મેહેતા નારણજી બેચર—૧ રા. મેહેતા બેચર માલજી—૧ રા ગાંડા દેવશી

**ગોખરવાળા.**

૨. રા. તલાટી. આણંદજી—૨ રા. મેહેતાજી છગનલાલ ૨. રા. ઠક્કર ભગવાન બાવા.

આ સિવાય બીજાં નામ અમને મળેલાંછે પણ ગ્રંથ છાપતાં ઊતાવળ થવાથી તેઓનાં નામ રહી ગયાં છે. તે ગુણગ્રાહી વાચક ક્ષમા કરશે. તેઓનાં નામ બીજી વખત કોઈ પુસ્તક છાપતાં પ્રસિદ્ધ કરીશ.

એમ. વી. બાલકસનદાસ ઠેકાણું ઠાકર સદાનંદની કંપની, બુકસેલરની દુકાને મદ્રાસ.



# જાહેર ખબર.

આ ચોપડી નીચે લખેલ ઠેકાણેથી રો-
કડી કિમ્મતે મળશે.

અમદાવાદ—બુકસેલર હરગોવન હરજીવન ઠા.
બાલોટાગુની હવેલી.

અમરેલી—બુકસેલર ભગવાન રામજીના દુકાને.

પીઠવડી—નથુ હરજીવનની દુકાનેથી.

દેવળિયા—કંસાની ગોતાની પાસેથી.